સંગીત

# સમર-પૃથુ

રા. રા. ઈચ્છારામ સૂર્યરામ કૃત લોક પ્રિય વાર્તા

"દિલ્હી પર હલ્લો"

એ ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર

## લલિતાશંકર લાલશંકર વ્યાસ

આ નાટક ભજવી બતાવવાની પરવાનગી

"ધી સુરત ગુજરાતી નાટક મંડળી"

ને આપ્યાં છે.

કલહ લોભ કંકાસ શૌર્યની ક્ષીણતા ઘરને ઘાલે
મિથ્યા આશા અક્ય એ છપને, દ્રોહથી અરિજન મ્હાલે
તવારિખ આદરશો, જુઓ મુજ આર્યજનો તે



સુરત.
"ધી શાઈનીંગ સ્ટાર" પ્રિન્ટીંગ પ્રેસમાં
ગંગારામ આત્મારામ પંડીને છાપ્યો.
સંવત ૧૯૫૨ સને ૧૮૯૫.



કીમત ૨ આના.

# નાટકનો ટુંક સાર

## અંક ૧ લો.



પ્રથમ ચીતોડાધિપતી સમરસિંગની કચેરીમાં તેની રાણી કમળાદેવીને પુત્ર જન્મ થયાની વધામણી મળેછે ને આનંદ ઉત્સવ થઇ રહેછે. પછી સમરસિંગ રાજ્ય ગુરૂ મંગલ કને જઇ પુત્રનું ભાગ્યોદય પુછેછે. તે તેને ત્રણ વર્ષ ગુપ્ત રાખવાની સલાહ આપેછે ને એક રક્ષા કવચ આપેછે. એક સમય રાણી કમળાદેવી અંતઃપુરમાં બેઠી હતી ત્યાં એની સખીઓ ગરબા ગાયછે તેવામાં એક ગાંડી દાસી બીન્દુ નામે આવી છોકરાને ઉઠાવી લૈ જાયછે તેને સમરસીંગ સમજાવી પાછો લઇ બીજી દાસીને આપેછે તે ઉપરથી ગાંડી દાસી ચીડવઇ રાજાને તીરસ્કારી ચાલી જાયછે. રાજપુત્ર કરણસીંગ પોતાની દાસી સાથે બગીચામાં ફરતો હતો ત્યા ફુલ લેવાની રાજપુત્રની જીદથી દાસી તે લેવા તળાવને સામે પાર ગઇ ત્યા પગ સરકી જવાથી જળમાં ડુબી ગઇ. તેવામાં તેની મદદે બીજા પહેરેગીરો ગયા એટલામાં રાજપુત્રને ગાંડી દાસી બીન્દુ ઊઠાવી ગઇ, પણ દૈવયોગે તે ત્યા રાજપુત્ર બન્ને ડુબી ગયાં. અચાનક રાણીએ આવી દાસી જેને પહેરેગીરોએ જળમાથી કાઢી હતી તેની પાસ રાજપુત્ર માંગ્યો, ત્યારે તેની ખોળાખોળ થતાં આખરે રાજા સુદ્ધાં ત્યાં આવી પહોચ્યાં ને ખાત્રી થઇ કે ગાંડી એ પુત્રને લઇ ગઇ. તેના શોકથી રાજા સમરસિંગે દેવી સમક્ષ પોતાનો શ્રૃંગાર વગેરે ઉતારી સંન્યસ્ત ગ્રહણ કર્યું. આ ડુબેલો રાજપુત્ર એક સંન્યાસીને જડયો તેણે તેને સચેત કરી પોતાના પુત્ર પેરે પાળ્યો ને તેનું નામ દીલીપ રાખ્યું. તેને ત્યાં એક સમય કાન્યકુબ્જાધિપતી જયચંદ્રનો કાકો તેજસીંગ છુપાવેશે પોતાની પુત્રી સાથે આવ્યો. ત્યાં તે પુત્રી શૈલને દીલીપ સાથે પ્રેમ બંધાયો. આખરે એ પર્ણકુટીમાં પોતે ઓળખાઇ જશે એવી ધાસ્તીથી એક વખત લાગ મળેથી સાધુ પોતાની પુત્રી શૈલ સાથે નાસીગયો.

પૃથીરાજને જયચંદ્ર સાથેના યુદ્ધમાં આ તેજસીંગ પડયો એટલે શૈલ નીરાધાર રખડતી કવીચંદ્રને મળી. તે દયાખાઇ પોતાને ઘેર તેડી ગયો ને પોતાની સ્ત્રી પ્રભાવતીને સોંપી, શૈલને પ્રભાવતી બાગમાં આનંદ કરતાં હાં ત્યાં ચંદકવીએ આવી દીલ્લિ જવા જણાવ્યું. પોતાના એક ચાકર વૃદ્ધ અનાથ સાથે દીલ્હિ નીકળી પડયો. રસ્તામાં દીલીપ એના સંન્યાસી પીતાના મૃત્યુ થયા પછી રખડતો હતો તેને અનાથે ઓળખ્યો. પછી કેટલીક વાતચીત થયાબાદ કવીએ દીલીપને પત્ર લખીઆપી મહારાજા પૃથીરાજ પાસે મોકલ્યો ને પોતે યવનની છાવણીમાં ત્યાં શીહીલ ચાલછે તે જોવા ગયો. પ્રભાવતીને ઘણા દીવસ થયાં પોતાના પતીની ખબર ન મળવાથીશૈલ સાથે તેની શોધમાં નીકળવા ધાર્યું ને મરદના વેષે શૈલ જોડે નીકળી પડી.

## અંક ૨ જો

ભરત ખંડના ચક્રવાર્તિ મહારાજા પૃથુરાજની કચેરીમાં દીલીપ કવિચંદ્રનો પત્ર લઇ આવેછે ત્યાંજ શાહબુદીન ઘોરી તરફથી એક દૂત યુદ્ધનો સંદેશો લઇ આવેછે તેને યોગ્ય જવાબ આપી વીદાય કરી દીલીપની ખબર પુછેછે, ને કવીની ભલામણથી એને સેનાની ટુકડીનો ઉપરી બનાવેછે એને જોઇ સમરસિંગને પોતાનો પુત્ર કરણસીંગ યાદ આવતાં મુર્છિત થાયછે. તેની પૃથુરાજ આસના વાસના કરેછે. પછી સમરસિંગનો યુવરાજ કલ્યાણસીંગ જેણે પૃથુરાજની કન્યા ઉષાવતીને જોઇ તેના પ્યારમાં પડેલોછે તે પોતાના લગ્ન એ ઉષાવતી સાથે થશે કે નહી તે શંકામાં હતો, એનામાં સમરસિંગે આવીએની સઘળી વાત જાણી આખરે તેને લગ્ન કરવાની પરવાનગી આપી ને ત્યાંજ દીલીપ એજ એનો ખુએલો પુત્ર કરણસીંગછે એમ એના સંન્યાસી પીતાએ મરણ વખતે જે કપડાં તથા રક્ષાકવચ આપેલાં તે ઉપરથી સિદ્ધ થાયછે. તેથી સમરસિંગને ઘણો આનંદ થાયછે એ ખુશ ખબર પૃથુરાજને મલતાં તે પણ અતી આનંદ પામેછે. પછી કરણસીંગને કવી ચંદને શોધવા મોકલેછે વીજયસીંગ વૃદ્ધમંત્રી

અચળસીંગનો પુત્ર જે રાજ્યનો લોભી હતો તે ઉષાવતી ઉપર આશક હતો ને ઉષાની દાસીન કવીચંદની બેન ગુલાબ તે વીજય ઉપર આશક હતી પણ વીજયને ઉષા સાથે લગ્ન કરી દીલ્હીની ગાદીએ બેસવું હતું ઉષાનું ચીત કલ્યાણ ઉપર ચોંટયું હતું તેથી વીજયને તીરસ્કાર કરી કાઢવાથી વીજયના પ્રેમે ઉષા પ્રતી વૈરનું રૂપ ધારણ કીધું. ને ગુલાબને હાથપર લઇ ઉષાને કલ્યાણ વચે વીયોગ પડાવવો એવો નીશ્ચય કીધો. યમુના સ્તંભપર ઉષાવતી સૃષ્ટી સૌન્દર્ય જોતી ઉભી હતી ત્યાં કલ્યાણ આવી પ્રેમથી વાતો કરતાં હતાં ત્યાં ગુલાબે આવી વીજય સાથે ગોઠવણ મુજબ કલ્યાણના કાન ભંભેર્યા તે ઉપરથી કલ્યાણે ઉષાને તીરસ્કારી કાઢીને પોતે યુદ્ધમાં પ્રાણ સમર્પણ કરવો એવો ઠરાવ કર્યો.

યવન સાથે યુદ્ધમાં પૃથુરાજના સઘળા આશ્રીત રાજાઓ ને હાજર રાખવા વીશે જે પત્રો મોકલવાનો કચેરીમાં ઠરાવ થયો હતો તે પત્રો વીજયના હસ્તક મોકલવાની આજ્ઞા થઇ હતી એ એક મોટામાં મોટું સાધન સમજી એકપણ પત્ર આશ્રીત રાજાઓને ન પહોંચાડતાં યવન છાવણીમાં જઇ તેને મળી મદદ કરવા વચન આપ્યું ને તેના બદલામાં દિલ્હીની ગાદી માગી લીધી. જ્યારે વીજય ઘોરીની છાવણીમાં વાત કરતો હતો ત્યારે કવીચંદ્ર તંબુ ઉપરથી તરવારથી ગાબડું પાડી આ સર્વ વાતચીત સાંભળતો હતો તેનાથી આ દેખી ખમાયું નહીં ને ગુસ્સાથી બોલી ઉઠયો તે યવનોએ સાંભળ્યું ને તેથી તેને કેદ પકડયો વિજયે તેને ઓળખ્યો ને ઘોરીને આ કવીચંદ્રને ઓળખાવી તેને છુટો નજ કરવા જણાવી પોતે ચાલ્યો ગયો ને પોતાના કામમાં ફતેહ મળશે એમ ધારી ઘણો ખુશી થયો.

પ્રભાવતી તથા શૈલ જે મરદના વેષમાં ચંદની શોધમાં જંગલમાં ફરતાં હતાં તેણે એક હીન્દુ તથા એક મુસલમાનને વાત કરતાં સાંભળ્યાં તેથી પ્રભાવતી બહુ ડરી ગઇ. પછી શૈલને તે મુસલમાન સાથે યુદ્ધ થતાં પ્રભાવતીએ બુમપાડવાથી કરણસીંગ આવી પહોંચ્યો એટલે મુસલમાન નાસી ગયો, પછી કેટલીક વાતચીત બાદ પ્રભાવતી, શૈલ તથા કરણ એને અરસ પરસ

ઓળખાવ્યુ ને મુ ને અહીં શૈલે જાણ્યું કે પોતે કાન્ય કુબ્જા
ધીપતી જયચંદ્રના કાકા તેજસીંગની પુત્રીછે ને દીલીપ તે સમર-
સીંગ ચીતોડાધીપતીનો કુમાર કરણસીંગ છે. પછી ત્રણેજણ
સાથે ચંદ્રની શોધમા ગયાં.

## અંક ૩ જો

મુસલમાનની છાવણીમાંથી નાઠા બાદ કવિચંદ્ર, કરણ, પ્રભા-
વતી તથા શૈલને ચીતોડ તરફ વળાવેછે. પોતે દાહડી તરફ જતાં
માતાના મંદીરમાં ફસાયછે; ત્યાંથી નિકળવા ઘણા પ્રયત્નો કરેછે,
પણ દૈવ આગળ કોઈ ડાહ્યું નથી. આખરે આકાશવાણીને આ-
ધીન થઇ તે માંહેજ પુરાઇ રહેછે. ચંદ્રના આ નાસી જવાથી ય-
વન છાવણીમાં મોટો ગભરાટ પેસેછે ને ઘોરી કેટલેક દરજ્જે જીતની
આશા છોડેછે.

ગુલાબ જેણે વિજય સાથે મળી કલ્યાણને ભંભેર્યો હતો
તેનાથી ઉષાનું દુઃખ દેખી ખમાતું નથી તેથી પોતે કરેલું કપટ
ખોલવા કલ્યાણ પાસે આવેછે. આ ઉપરથી કલ્યાણનો ભ્રમ તાજો
થાયછે, ઉષાવતીને પવિત્ર માની તેની માફી માંગવા તૈયાર
થાયછે; પણ આ સઘળું વ્યર્થ, કારણ ઉષાએ ચેતકે રાણીના તંબુમાં
પૃથુરાજ સાથે કલ્યાણ જાયછે તો ખરો પણ ઉષાને મરણ પ-
થારી પર પડેલી જોઇ અત્યંત દુખીત થાયછે આ સંકટમાં પૃ-
થુને પોતાના દૂતો તરફથી યવનો ચઢી આવ્યાની ખબર મળેછે.
અહિં પૃથુરાજ પોતાનો ખરો ક્ષત્રિ ધર્મ દાખવેછે. પોતાની પરમ
પ્રિયા રાણીને તેમજ એકની એક કન્યા ઊષા તેને પણ વળી મ-
રણ અવસ્થામાં તેને છોડી કલ્યાણની સાથે યુદ્ધમાં જાયછે. પૃથુ તથા
કલ્યાણલડાઈ કેમ કરવી તેની યોજના કરેછે તેવામાં એવા સમાચાર
મળે છે કે સમરસિંગે યવનોને હઠાવ્યાછે. હવે બધા એકઠા મળી
માતાનો ઉત્સવ કરવા ઠરાવ કરેછે.

અંહિ બીજે દિવસે પુજા સમયે મુસલમાનો ચઢી આ
વેછે. દારૂણ યુદ્ધ થાયછે; અંહિંજ વિજય કલ્યાણને મારેછે;
સમરસિંગ લડતા પડેછે અને શુરવીર પૃથુ કેદ પકડાયછે.

આથી આનંદ પામી યવનો ઇશ્વર સ્તુતિ કરેછે. પૃથુરાજ પકડાયો એ ખબર સાંભળતાં રાણી લડવા સજ થાયછે ને ઊજા કલ્યાણનું મૃત્યુ થયું એ જાણી મોતને આધીન થાયછે, રાણી લડતાં પડેછે; યવનો જીતેછે. ચંદ્ર માતાનાં દહેરાંમાંથી છુટયા પછી આ અનીષ્ટ સમાચાર સાંભળતાંજ પોતાના જીવજાન મિત્ર પૃથુને મળવા સારૂ નીકળી પડેછે. રાજાને ઘોરી ગીજની લઇ ગયોછે એ ખબર પડતાં ચંદ્ર ત્યાં જાયછે, પૃથુરાજને મળેછે; પૃથુની આંખ ફોડી નાંખીછે તોપણ ચંદ્રને મળવાના આનંદમાં ઉડતાં સો મણની જે તોક ગળામાં ઘાલી હતી તે તોડી નાંખેછે. આથી બીજી પ્હેરાવવા નિર્દય શાહબુદ્દીન હુકમ કરેછે. વિજય વચન પ્રમાણે તખ્ત લેવા આવેછે. શાહ ના કહેછે. તેથી ક્ષત્રિલોહી ઉકળી આવવાથી લડવા તઇઆર થાયછે ઘોરી દેશદ્રોહી વિજયને બેડી ઠોકી કેદમાં રાખવા ફરમાવેછે. ચંદની આજીજીથી શાહ પૃથુરાજની તીરંબાજીનો ખેલ જોવા મરજી કરેછે. ચંદકવિ શાહના તખ્તનું માપ બરાબર કહેછે ને શાહને નવાગે એમ પૃથુને સમજાવેછે એવું શાહ સમજ્યો પણ શાહના અવાજ ઉપરથી જ પૃથુરાજ બાણમારી ઘોરીને યમરાજને ઘેર મોકલીદેછે. પછી ચંદ પૃથુરાજને કટાર મારી મારીનાંખેછે ને પોતે પછી તેમજ કરી મરી જાયછે.

# સમર—પૃથુ નાટક.

## અંક ૧ લો.

**સુત્રધાર વગેરે—** ૧

* પન્નગધર શંખ સમાતેજ ઇશ્વરા,
નિધન ઇશ ગવીશ વિલસિતા ઊમા —પન્નગ
પિનાકસક્ત રાગરક્ત હે જગદીશ્વરા,
કુમારજનક જંન પૂર્ણ પ્રીતિથી સ્તવતા,
ગંગાધર પંચ વદન, અરિ ગિરિ સુતા
કુટુંબ કલેશ નીજ ભાગી ઘોગી વરવરા,
પ્રથમા, રહિતા, સહિતા, સુખ ભરતા, દુખ હરતા,
શ્રીહરિહરા, નમિએ સદા —પન્નગધર.

—— ——

સ્મરીએ દીલ થકી પ્રભુ તમને;
ભજીએ મન થકી તુજ ગુણને.

---

* પ ન્નગધર = સર્પને ધારણ કરનાર = હર= મહાદેવ
નગધર = પર્વત - ગોવર્ધન ધરનાર =હરિ= વિષ્ણુ
શંખ સમતેજ = શંખ તુલ્ય કાંતિ વાળા=હર
ખ સમતેજ=આકાશ ના સરખી પ્રભાવાળા-હરિ-ઘનસ્યામ
નિધન ઇશ=મૃત્યુ=યમના સ્વામિ= હર
ધન ઇશ = લક્ષ્મીના સ્વામિ= હરિ
ગવીશ= પોઠીઆ તેના ઉપર બેસનાર=હર
વીશ= પક્ષી=ગરૂડ પર સ્વારી કરનાર= હરિ
ઉમાવિલસિતા= પાર્વતી સાથે વિલાસ કરનાર= હર
માવિલસિતા= લક્ષ્મી સાથ વિલાસ કરનાર=હરિ
પિ નાકસક્ત= ધનુષધારી= હર
નાકસક્ત= સ્વર્ગ= વૈકુંઠમાં વસનાર= હરિ
કુમારજનક= કાર્તિક સ્વામિના પિતા= હર
મારજનક= પ્રદ્યુમ્ન= કામદેવના પિતા=હરિ
ગંગાધર= મસ્તકે ગંગાને ધારણ કરનાર=હર
ગાધર= પૃથ્વિને ધારણ કરનાર=શેષશાયી

દાસી— ૨

જય જય જય મહારાજનો, થાઓ વધ્યો ઉમંગ.
મહારાણીએ પ્રસવીયો, સુપુત્ર ઝાઝ્યો રંગ.

બારાંગનાએ— ૩

રૂમઝુમ રૂમ છન છન નાચો ખુશી થઇ સખી આ અવસર.
ગાન તાન માન ખુશી કરે સર્વે પ્રાણિ,
જેથી થાય આનંદિત નરવર નૃપવર.—રૂમ.
સારિગ, રિગમ, ગમપ, મપધ, પધની, ધનીસા,
સાનીધ, નીધપ, ધપમ, પમગ, મગરી, ગરીસા,
સારીગમપધનીસા —રૂમ
કિરતાર કેરો ઉપકાર, માનો સખી આ ઠાર.
શોભે કેવું દરબાર સુણો આ સમાચાર.
દો આવાર, જી સરકાર, સુણો અમ, આ પુકાર
રાજ્યરંગ, રહો અખંડ, વલો અનંત, જય જય જયકર—રૂમ.

સૂમરસિંગ— ૪

દિનકર સુખનો હા ઉગોચારે
ભાગ્ય મારૂં કેવું માનું, સૂખ કેવું એથી માનું,
રંગ પૂરો ઝામીઆરે — દિનકર૦ ૧
સુપુત્ર કુળનો દીપછે, નિશા તણો જેમ ચંદ;
પ્રભુ મગટાવો તેં ખરે, વર્ત્તાવ્યો આનંદ—ભા૦ દિ૦
શિવજી સુત મુજને દઈ, પૂર્ણ કીધો યશવંત
ગુરૂ મંગલને જઇ પુછું, ભાગ્ય કેવું બળવંત—ભા૦ દિ૦

ચોપદાર— ૫

ખમા ખમા મહારાજને, પ્રભુએ પૂરી આશ,
પધારીએ રાજન હવે, મંગલ ગુરૂની પાસ.

સમરસિંગ— ૬

ગુરૂદેવ શું બાળ કુંવરનું, આપે ભાગ્યજ જોયું,

ચિતોડ કેરૂં રાજ્ય એના છે, નસીબમાં ભોગવવું.
જોઇ ગુરૂએ કહેવું, અંત મુજ આનંદ ભરવું.

**મંગલગુરૂ તથા સમર— ૭**

સુણ મુજ સમરસિંગ રાજન, ભોગવશે પણ –કંપે મુજ મન
હજી શું પણ – બોલો મુનિજન, સુણી નવ ધીર ધરૂં મુજ મન
સંતોના નિરાશ હે મુજ તન, ભોગવશે રાજ્ય એજ કો દંન
શાપે યુવરાજ થયો મુજભંગ, રાજા નવ પામ્યો પુત્ર રતન
આતું પણ શું આહવું, થાશે ઋષિ રાજન,
સુણીને આકુળ વ્યાકુળ થાએ આજે મારૂં મન
તંન મુજ કંપે સુણી આ વચન, વદો શું એ મંગલ ઋષિ જન
ન ગભરા સુણી આ મુજ વચન, પુત્ર આ તુજ થાશે રાજન.
ચિતોડ ગાદીએ ચ્હડી દીપાવશે આસન. અરિજનને કંપાવશે,
તુજ તનનું દર્શન.
વિઘન સૌ વામી જશે રાજન, રાખજે ગુપ્ત વર્ષ તું ત્રણ.

**બિન્દુ તથા છોકરાઓ—૮**

પી [ ૩ ] આ ગાંડી તારો
જાઓ પીટ્યા, મારા રડયા, કેમ પડયા, પુઠેછે મારી,
રાંડ અરે શું તું બકી, ગંડી અરે શું તું લવી.
ખીદાવીએ તારી ખોદાડી, વાં વાં તારી મળે ન જોડી
મરતા નથી, એશું ગાતી, મોકાણુ તારી, બાપરે મારી
ચસ ચસ નાસ મારા બાપ.

**દાસી— ૯**

કુંવરને હાલરડું ગાઉં, લાડકડા હાલરડું ગાઉં.
તારૂં કેવું છે નુર, ચંદ્ર શો પુર, કાઢ નીંદ પુરં,
તારૂં રૂદન બહુ છે કાલું – કુંવર.
જાતું સુઇ ઝટપટ છોડીદે ચટ, આવ્યો બાબુ,
જા હઠ, મારા કુંવરજી નહિ આપું –કુંવર.

**કમળારાણીની દાસી—૧૦**

કાઢો બાલુડા નિંદ લાડકા, મારાપુત્ર રતન,
તારૂં કરૂં હું જતન —કાઢો.
હાલરડું તુને ગાઉં હું, ઓઢડા ઓ મુજ તન.
તુજ રઢ આળું દરશન —કાઢો.
માના કેરૂં ભાગ્યછે, જેને સુત સુખકાર,
સરવે દુખ આળાં ખસે, વદન જોતાં વાર—કાઢો.
આનંદ પામું હું અરે, નિરખી તારૂં વદન
સંતાપ થાએ શમન કાઢો.

**કમળારાણી તથા સખીઓ—૧૧**

આજ હેલી આનંદની રંગીલી સખી મારી
ભાગ્યવંતાં કમળારાણી, હાંરે જેવાં બીજા યશોદા જી રાણી
-આજે

કરણ પ્રસવ્યો પુત્ર રૂડો, સુવીર સુશીલ શો.
સમર હરખે આજે ફુલે, શશિથી સમુદ્રશો.
સખી કુમ કુમ ચોક પુરાવોરે મોતાયન થાળ હેતે વધાવોરે
સહૂ માનુની મંગળ ગાઓ- આજ હેલી. ૧.
વદન નીરખી ભાનુ જાએ ભરાઇ અકાશમાં.
મદન નિરખી કાંતિ નાઠો અગંનની રાશિમાં
કરો ઉત્સવ ઘેરઘેરરે, પ્રભુ કેરી થઇ ઘણી મેહેરરે.
જીવો ગાઇએ આનંદભેર – આજહેલી. ૨.

**બિન્દુ—** ૧૨

સ્વામી રાજ, મારા રાજ, મુજને મળીયું આજ,
"ચોરાએલું" આ મુજ બાળક આવ્યું મારે હાથ.
આ હા હા હા, આ હા હા હા, ચોરાયોતો એજ.
રાંડ પેલી મારી સોયક રંડા હા એ એજ
કમળા એને લઇ સ્હોડમાં સુતીતી રંડા એ મારી શોક,

મારી ઝપડને ઉડાવી લાવી, મુક રાંડતું પોક
લાડોલા એ કેવો સુંદર, ઓય મારા વ્હાલા,
ખસેડું હું ના મારો પાસથી, નાનાનાનાનાજ.

બિન્દુ— ૧૩

રે મમ નાથ, આ શી રે વાત, વદો મહારાજ, નાવે શું લાજ
શોકને વશ થઇ આ શું વદો, આ મુજ તંન, અમુલ રતંન
તમે ઊનપંન, કીધાંરે રાજંન, સહુ જાણેછે રે જંન
નિર્દય છે તંન મંન, નહીં આપું, હુ થાપું, હવેથી છુટીરે હું

બિન્દુ— ૧૪

મારા લાડકડા વ્હાલીડા છોરૂ રંગીલા
તુને ચુમી લઊં, ચુમી ધુમી લઊં, ધુમી રૂમી લઊં—મારા.
એનું કુમળું દીલ કરમાશેરે, તમે લેતાના (વળીહા)
મારૂં ફૂલકીયું, મારૂં ઝૂલકીયું મારૂં ડૂલકીયું ફુલ ના-
જાકરે તમે લેતા ના

તુજ મુખડું કેવું જેવો ચંદરમા, મા
દેખી તમને એ ગભરાએ—બા. રડતોના—મારા૦
તને આધા કરાવું.

દાસી—કરણ— ૧૫

તારે તેનું છે શું કામ, તેરે અરે તુને શું કરવાની
આમ દોડીને તેનરે ઝાલું, જવાદું તુને ન દઊં તેરે૦
વાહ નહીં કેમ મુને જવાદે, રોકી હું રાખ્યો ન રહું તેરે૦
નહીં કદી તુજથી રે જવાશે, બસ બસ નકી હુ તો જાઊં. તેરે૦

અમરસિંગ— ૧૬

તારૂં જ થયું, મુજ સર્વ ગયું, વિધાતાઆંને ધાર્યું તારૂં થયું.
દેવ આ શું કર્યું, મુજ પૂર્ણ થયું, હવે કંઇ ન રહ્યું, મુજ સર્વ
ગયું! —વિધાતા

ઉજાતિ નિજ માટપતણી, ખમાઇ તુજથી નાજ

સાર્થક કીધા બેખ્તેં, ક્રૂરપણાનો આજ
આ દુર્ભાગી સમરનું બાળ, હા, ક્રુર વિધિ
લીધું છીનાવી અકાળ —દૈવ૦ વિધાતા૦
વર્તમાનને ભવીષ ની, કીધો આશા નાશ
નિરાશ રાશી ખેંચીને રૂંધ્યો હા મુજ શ્વાસ—વિધાતા૦

**સમરસિંગ—** ૧૭

દાર સુતા સત વેરીછે, ખરે સંસાર આ વિષ વેલીછે.
દુનીઆઇ ઠગાઇ, પુખાઇ ન રામ, દુખદાઇ સદાઇ,
સજનાઇ ન કાંઇ, અદેખાઇ લુગાઇ, સઘળે ગવાઇ,
જોઇ ધાઇ- દાર સુતા૦
માયા નિવારો, વિરાગ મન ધારો,
એ ઊત્તમ તમ એલી છે- દુનીઆઇ૦ દાર સુતા૦

**સમરસિંગ—** ૧૮

દવિ! તુજ ચરણુ સમિપ આજો નમન દાસ કરૂં,
આજે આ મુકુટમણિ ચરણુ તુજ પાસ ધરૂં—દેવિ૦
નહિ ફરી ધારૂં હું એ, મસ્તકે મુજ કોઇ દીન,
મુજ વસ્ત્ર અલંકાર છોડો આજ દઉં—દેવિ૦
છત્ર ચામરાદી વળી, રાજ્યચિન્હ જેહ બધાં.
કરી પરિત્યાગ ચરણ, આવો શરણુ આજ રહું—દેવિ૦
જટા મુજ મસ્તકે ધારી હું સંન્યાસ લઉં
અસિ ધરી માત્ર હું એક ક્ષત્રિ કેરૂં કાજ કરૂં—દેવિ૦

**સંન્યાસી—** ૧૯

એકવાર મારીપાણ એવી, સુગ્મી અવસ્થા માનો,
છુપા વેશથી હાલ ફરૂંછું, દેશ તજ્યો નવ જાણો;
તમે પણ હું કહુછું, છુપે વેશે રહેવા માગો—

**સંન્યાસી—** ૨૦

એ અનુગ્રહ આશ કોની ના ધરે,
ના ધરે કોનો અનુગ્રહ ના ધરે— એ અનુગ્રહ
ના કો કેરું અશુભ દિલમાં એ ધરે
ભાવ મનનો તમ તણો જાણું ખરે —ના ધરે૦ એ૦
સંગ રહેવા કોઇની એ ના ઇછે
ના ગણો કૂટીલ મુને રે અરે— ના ધરે૦ એ૦

**દીલીપ—** ૨૧

મોરલીઆ, મોરલીઆ, મોરલીઆ, મોરલીઆ,
ફેર્વા રસાલ નૃત્ય તાલ દેતો ભાળ શૈલ બાળ,
વાહ અંગ, વાહ રંગ, કરીને ઢંગ, દે ઉમંગ —મો૦
ટુહૂ ટુહૂ કરી ગાન, કેવું એ ભુલાવે ભાન,
કેવો શુભ આ પ્રસંગ,
જો દોડે, બહુ કોડે, બહુ હોડે, જે સોડે, એ જોડે
લિએ આનંદ.

**દીલીપ-શેલ—** ૨૨

વાહ્હા શી સુંદર મોરલી આ, ચા લો ઝાલું.
છોડએ વાતરે, નહિઆવે હાથરે, એ જુદી જાતરે,
લાગશે ઘાતરે. ઓ રેરેરે ઉહુંહુંહું.
હાયે વાગ્યું, બહુ લાગ્યું, ના તેં માન્યું, મારૂં કહ્યું.
વ્હાલી મારી, તું નોધારી, શી નાદાની, આતેં કરી, મેં તો વારીતી.
જાણે શું હું ડરીરે, ફરીરે, વળીરે, પંખીથકીરે,
હામિ ધરિરે, જાઓ ખસી હું પકડીશ ફરીરે.
તું બાળા અબળા છે આખર, બળહિણી, વિતહિણી, જાતે પામર.
વાહ ! ઓ વાહ !! ફુંબ કરીરે- જાણે શું હું-

**દીલીપ-શૈલ—** ૨૩

તું અંજાણી છે શૈલ, તુને નવ જાણું.
હવે રમાડતું પંપાળ, નહીં એ ન્હાસે.
હવે રમાડીશ હું ખરી, ગોદમાં ઘાલી,
અરે ક્યાં તું ઊડી જાય, પાંખ ફફડાવી.
લે ફરી તું ના ગભરા, હવે લઉં નહીં હું કદી.
ચેટક કેમ ઉડયો [ ૨ ]
જા જા તું અહિંથી દુર, આમ શિદ કૂદ્યો.

**સંન્યાસી—** ૨૪

ચિંતા આવી નાહીં કરવી, દુનીઆ સૌ દુખીયારીરે,
મેઘ ઘટાવત આવે જાએ, એથી સૌ આજારીરે-ચિંતા.
સૃષ્ટિ નિયંતા પ્રભુએ કીધો, નિર્મિત દુખનો વારીરે
લેશ નથી સુખ આ સંસારે, લીધું સુખ તો ધારીરે -ચિંતા.
સુખ સમજવું દુઃખ જેટલું. દુઃખ એજ સુખ ખાણીરે-
જન્મ એજ છે મૃત્યુ જગમાં, ગણવું મંન વિચારીરે -ચિંતા.
અસ્થિર ચંચલ, સુખ છે દુખકર, આશા પરહર, આ અવનો પર
દારા દુખકર, માતા દુખકર, ભ્રાતા દુખકર, સુતા દુખકર
જરછે દુખકર, ઘરછે દુખકર, પ્રિયતે દુખકર, અપ્રિય દુખકર,
શશિધર મુનિવર, સુરવર ઈશ્વર, સ્મરિને હરહર, જન તું ભવતર.

**શૈલ—** ૨૫

હાય હાય ઓ હાય હાય હાય ( ૨ )
" છાતડી મારી ફાટી જાય, આધાર હીન થઈ હું હાય,
રઝળતી થઈ હું હાય, હાય પિતા યુદ્ધ માંય
મર્ણ પામીઆ ઓ પિતાય—હાય ( ૪ )
એકલડી શું થાય—હાય.

**શૈલ—** ૨૬

વૃદ્ધ થયોછું હું, કહ્યુ એ પુત્રી વૃદ્ધ થયોછું હું
આવી આધાર રહિત સ્થિતીમાં, મત્યુ થયું તો તું બીતી ના
હાય ગતિ શી તુજ થાશે ભિતિમાં, પિતાએ એવું કહ્યું,
નવ કરતી સહવાસ તું, દુષ્ટ પુરૂષ કો સાથ
લગ્ન થાય તુજ જ્યાં સુધી, રહે જે કો ગુણી પાસ.
દુનિઆ છે આ છળ અને પ્રપંચ કેરી જાળ
દુષ્ટ જનોથી પૂરતી, તું અનુભવહિન બાળ.
નિર્વાહ માટે આ ધન દીધું, અશ્રુ આણીને તે મેં લીધું
તન નિજ અર્પણ યુદ્ધે કીધું, પાલક કો ન રહ્યું [ બાઈ ]
જાઉં હવે ક્યાં હું-કહ્યું.

**પ્રભાવતી—** ૨૭

પુત્રિ નવ જરી તું ગભરાતી,
અનાથ બાળા તું મુજ પાસે, રહેજે થશે શાંતી -પુત્રી
બેન તારી તું મુને ગણજે, દુઃખ તુજ મુજ આગળ ભણજે
બનતું જતન કરી રાખીશ તુજને, દુઃખ તારાં દળશે-પુત્રિ૦
ભોજન હું ખાઉં તે તું ખાજે, ચુકું તો જનુની મુજ લાજે
એવી રીતે રાખું તુને કે, તુજ મન જેથી રીઝે-પુત્રિ૦

**પ્રભાવતી તથા શૈલ—** ૨૮

ઠીક બાઈરે એ ઠીક, તારે જોઈએ એટલા ઓરીયા તું વિતાડ
તારી વાતથી આવે મુને છે, અતિ ઘણું રે હાસ
રોજ રોજ તું આ શું કરે, બેની આમ તું શાને દમે
આવી ચેષ્ટા તું શાને કરે, મારા સમ ચીડાઓ મા.
તારે અમથી શું? મારૂં ગજરૂં શું નાજ ગમે?
તારે જોઇએ એટલું વિતાડ.

**શૈલ—** ૨૯

ડીલીપે આજે નિરાશ કરી, ઊરહરખ છીનવી—

ચિત્ર નયન મુજ આગળ આવે, હાય રહીહું અહિં-દીલીપે
જો મુજ સમિપ હોત સાર્થીડો, ફુલ શૃંગારે કરીને-દીલીપે
મુજ મનકું આનંદિત કરતે, તેને જોઇ કરી-દીલીપે૦

**પ્રભાવતી—** ૩૦

વા'રે વા'રે હવે સમજી, બાઇ હું સમજી
જાણે હું તો દીલીપ હોઊં કેની, સખી આલી કેમ ખમાય
બાળપણાનો સુઘડ સુંદર, ભાવ કદી નવ જાય
એવું આજેજ મેં જાણ્યું, હવે હું સમજી — વા'રે૦

**પ્રભાવતી** ૩૧

પ્યારા જીવી શકું કેમ હું, વ્હાલા ઝુરી મરીશરે હું
શૃંગાર તનનો મુજને દમશે, કંગન રંજન ભંજન કરશે
ત્યાગ કરૂં તે હું- પ્યારા ક્યારે ફરી મળશું -વ્હાલા૦
ચંદ્રવિના વિરહી રજની જેમ, પતિ પ્રભા પતિ ચંદ્ર વિના તેમ
તેજ હીણી થઇ હું- પ્યારા પ્રાણ ધરીશ કેમ હું-વ્હાલા૦

**દીલીપ—** ૩૨

હાય હવે હું શું કરૂં ? પ્રાણ ત્યાગ અરે અરે !
જેણે ઊછેરી પાળિ પોષિ, રહેમ ધરી નિજ અંતરે
સમાધિસ્થ પોતે થયા, પરબ્રહ્મમાં ધરી ધ્યાનરે
સુખ સ્વર્ગનું દેજો પ્રભુ, શું ગાઉં ગુણનું ગાનરે
છોડીને મુને ક્યાંહરે ગયા, દાસની અરે નાવી શું દયા
રઝળતો થયો રંક હું સદા, અરર હાયરે આ શી આપદા

**શેલ—** ૩૩

રડી રડીને સુજાવીદા શું નેન; રોઈ રોઈ ખોયશું કરાર બેની કેની
તુજ રડતી, ઊસઝરતી, શરવતશી, લાલ કમલિની-નેન૦
ચંદ્ર ચકુર એ નેન તણું નુર, નિરખવા નથી પાસરે આંહી
સુંદિર મંદીર સ્ફટિક કંદપ, ભાળી નિહાળી લે આનંદ નાહી

રસ મસ થકી થઈ લસ બસ ઘેલો, પ્રિયવશ પતિવશ જરી હસ બેની
ખસખસ, નતું ધસ, નિવી કસ, મારૂં મસ
કસ કસ. નિરલજ, જરી હસ બેની—નેન૦

**પ્રભાવતી—** ૩૪

જા બેની શરમ શું ન આવે લગાર
મુજ સાથ કરે વાત શીદને કનડવા, શરમ શરમ છે જરી તું લજવા.
કઠણ વચન વદે બેની તુ શું કરવા, ખસખસ તુજ વેણ
સુણું શું હું મરવા
ધસિધસિ આવે શું મુને કરડવા. જા તારી સાથે હું
ના બોલનાર—જા૦

**પ્રભાવતી—** ૩૫

આવી વાણી ના વદની, ઠાવી વાણી તું શિખની,
ઊછંકલ તું સદાની બની. જરા મનમાં સમજ ધારની.
તું નિડવે મુજને ઘડી ઘડી, પડી પડી રડી રડી રહી
ઝુરી ઝુરી, સિંચ લાગુ નહિ દિલ રહ્યો બળી બળી ગળી
ગળી જાએ તન મ્રેહે ફળી દળી —આવી૦

**શૈલ—** ૩૬

હવે બન્યા કેવી, ફક્કડ મારા લાલ —આ :હા! -હવે૦
છેલ છબીલા કેવા દીસોછો, દીલીપ મન ગમતાંજ દીસોછો
ખરેખરા મર્દ કેની —હવે૦
વાંકડી મુછ આણીઅણી નથી તો, રંગે થકી કહાડ બેની મારીતો
સોના થકો તું ભરેલી —હવે૦
ઊડાવું અરિશિર નિર્ભયતાથી, હાય નથી આજ દીલીપ સાથી
(બંદી) ઢાલ તલવાર સજેલી —હવે૦

**પ્રભાવતી—** ૩૭

વા' બેન બન્યોછે વેશ, નહીં કંઈ મણાય
જરી નિરખો ભાઈરે, રહી કંઈ માણાય!

દીલીપને બતાવવા શું બેની મારી જાય
ફક્કડ ચક્કડ થઈ થન નાચો મુખડું શું શોભાય?—ફૂ
છેલ છબીલો રંગીલો જોઈ હેતથી હરખાય
જોઈ જોઈ પ્યારી મારી વારી તું પર જાય.—૨

### અંક ૨જો.

---

**વારાંગનાઓ—** ૩૮

દરબારી ભારી શોભા શી રંગે— આ પ્રસંગે.
પ્રચી અવનીમાં દીપી શી રંગે— શીરંગે.—દરબારી
પુરાણુ પ્રતાપી જરમાં, શરમાં,
અરિજન તૃણસમ જંગે— નિશંકે— દર૦
છત્રમાંજ દંડ, કેશમાંજ બંધ,
નામ સુણી થરર ભુ કંપે—નિશંકે— દર૦

**સહાયક રાજાઓ—** ૩૯

હાજર છાએ સરદાર, કરીએ જરી ન વાર
દાસો તૈયાર, લશ્કર તૈયાર, દરવાનના શા છે બાર.
રજપૂતો નથી નાર, ઊંચ વીર્ય ધારનાર
બરછી કટાર, નખાય લટાર, ન જનુની લજવનાર
રણુ રંગે રંગીજે, સમશેર નંગી લે,
જોદ્ધા જોદ્ધા જોદ્ધા ઉમંગો છે.
મરણુ ગણુ તરણુ, પરણુ ન રજ શરણુ.
અડગ્ ચરણુ રગે ધરણુ વીરત્વનું ઝરણુ
યુદ્ધેજ પ્રાણદાન, તેમાં ગણુંજ માન
વખાણુ વૈરી કામ તેજ સાર્થ ક્ષત્રિનામ.

**અમરસિંગ—** ૪૦

દુત જઈનું જાણવ નિજ રાય, તુને અકલ રહી ન જરાય
સુણી વેણુ તુજ ક્રોધ ભરાય— દુત૦— ૧
ધગધગે જ્વાળા તનમાંય, તુ શું જાણુ તારા મનમાંય
સ્વાદ ચાખ્યો શું ના રણમાંય? દુત૦— ૨

 ૬૧૯-૩

પતંગ પેરે અગનની માંહિ, શું ઝંપલાવા આવે આંહિ
જીવતાં નાજ જવાય [ ફરી ]-કુત૦- ૩
વિના પ્રયોજન વિના વિચારે, મુજ સગાં શત્રુ આધારે
આવે, હવે ન દયાય [ કદી ]- કુત- ૪

**વિજય—** ૪૧

જા, જઇ તુજ ઘોરીને તું કહે, જા ,જા [ તું ] પળ નવ રહે
સુણી વાણી આ મારૂં દિલ દહે
ન શું ચાખ્યો ઘડિ ઘડિ જંગ સ્વાદ તેં- જા૦
હારાં નવ જાવા પામે ફરીરે, શું ભુલ્યો જંગ રિતી
આર્યનીરે, ભરમે આજ પુનર સમર કરવાનેજ
ભરમાઇ સેન સજે શું ફરીરે- જા૦
ધમ ધમ ધસી રણુ કસી દમ દમે દમે વરૂ સમ
વન વન હરદમ ભમે ભમે, સિહ સમ વિર મન ધિર મનૈ
કદિ નમે? રજપુત પુર ગુર દીઠું નહીં ગયે સમે?-જા.

**સમરસિંગ—** ૪૨

રણ સંગ્રામે પુત્ર જઇને, જીવતો પાછો આવે
એ આશા રાખી હા ભણવાનું મનમાં મારા નાવે.
વિધવા મુખ વધુનું, શું મુજ આ આંખે જોવું.

**સમરસિંગ—** ૪૩

હારે શું એ મુજ મંન ભાવનો બનેલ છે
આનંદ દે એ કેવો મુનેરે !
અંગો અંગ દેતો મુને રંગથી ભરેલ છે-હારે.
ત્યાગ બધો એ મારો ભુલાવો;
હર્ષથી સંસાર સુખ દેહ આ ભરેલ છે-હારે.

૪૪

**સમરસિંગ-કલ્યાણ-કરણ-**

ધન્ય આશ પુરી તારૂં નામ, પુરી આશા તેં કીધું કામ

નમીએ દેવિ વિશ્રામ, મળે તુજ મ્હેરે સૂખ ધામ
ધન્ય૦ [ ૩ ] દેતાં ન વાર, સુખસાર સાર હું સ્તવુ આ વાર.
આંધળાને તું આંખ્ય દે, પંગુને પગ સાર
ધન દિએ નિર્ધનને, અપુત્રને પરિવાર
દેવિ! તેં તો આપીઓ, નવે જન્મ તેં ભ્રાત
બેલ તુટી સાંધી પુરી, ધન્ય ધન્ય ઓ માત!—ધન્ય.

**વિજય —** ૪૫

શું બોલો આવી વાત, રે શું બોલો.
ઘડિ ઘડિ ટોણા મારી, ઘાવ શો દીઓછો કારી,
શું દેશપ્રતિ મુજ પ્રેમ, રે નથી? ધારો શું એમ,
નથી સત્ય એજ તમ નેમ, છું ક્ષત્રિની જાત—શું.
પૂર્ણ પ્રેમ વશ થઈ, આવ્યો ચાલી રણથી અહીં
આવી નિર્દય પ્રેમની રીતિ, નહિ ઘટે પ્યારો! એ ન નીતિ
મુજ કીર્ત્તિ કલંકિત કીધી, થાશે મુજ ઘાત—શું૦

**ઊષાવતી —** ૪૬

હોત વીર પુરૂષ તો શું આવું કરત
સંગ્રામે ધરી હામ આપ લડત— હોત. ૧
જો કરે મુજ વેણ દુઃખિત તમને,
હું ન ફરીથી તમ સાથ વદત— હોત. ૨
યુદ્ધે લડ્યા હોત તમને હું ચાહત
ભ્રાત ગણી તમ મરણે રડત— હોત. ૩
દેશ રક્ષામાં પ્રાણ તજ્યા એમ
"ધન્ય" ભાણી મન પ્રેમે ભરત— હોત. ૪

**ઊષાવતી —** ૪૭

વિજય જા તું રેહ દૂર રેહ દૂરરે
હિચકાર નર મુજ પ્રણયને લાયક ન

એવું કોનું ભાયગ ન, એ કો સુખદાયક ન—રેહ૦
અધિક પુછીને મને ગમગીન નવ કર
ટક ટક ન તું કર, જા નિકળી દુઃખકર—રેહ૦

**વિજય**— ૪૮

વૈર ઊરે ઊભરાય, ઊષાવતી, જોજે કેવી ફસાય,
પાપિણી ત્યાગ તેં કીધો મારો, છોડું હવે ન જરાય-ઉષા.
કલ્યાણના મોહ પાશે પડીને [આ] વિજયથી પલટાય-"
તેં હઠિલી હઠ તારી ન છોડી, કરું તુજ કેવી દશાય-"
[ ઠીક ] આ વિજયથી શું શું કરાય; હજે તો જોજે કેવી ફસાય-"

**વિજય**— ૪૯

મુને કરે દોષિત વિના કારણે,
સ્ત્રી જાતિ નિષ્ઠુર, નિશંક હોયે;
જે પ્રાણથી સાથ પ્રીતી પ્રથમમે
કીધી, કરે ત્યાગ વિના કારણે- **મુને૦ ૧**

**ગુલાબ**—હાં હાં ઊષાવતી હજી ખસે નહીં.
પ્રેમ તેનો દુઃખદાઇ છે કે નહીં;
ખેદ આટલો શો વિના કારણે- મુને૦૨

**વિજય**—કલ્યાણને ઊષા વચ્ચેની પ્રીતિ
તોડાવું નક્કી હું રાખું ન ભીતિ
લઉં પ્રતિજ્ઞા હું તુજ કારણે- મુને૦ ૩

**ગુલાબ**— ૫૦

મુજ હાથે આવું પાપી નહીં કૃત્ય કરાવો
મુજ સાથ ઉષા પ્રેમનો શો બદલો અપાવો—મુજ.૧

**વિજય**—મુજ મર્મ જાણી શર્મમાં હવે શું ફસાવો
મુજ સાથ શર્ત કરી શું દર્દ ગર્દ કરાવો—મુજ. ૨

**ગુલાબ**—મુજથી ન થાય વાત થવા તે શું કરાવો
વિશ્વાસ ધરે તેનો શું તમ ઘાત કરાવો— મુજ. ૩

**વિજય**—જાણ્યું હવે એસો તરાપો શું ડુબાવો
દેવું નહીં નામ માહરૂં, જાઓ સીધાવો— મુજ. ૪

**વિજય**— ૫૧

શી ખુશીની વાત છેરે, આ બધું મુજ હાથછે
ઉન્નતિ કે અવનતિ આ રાજ્યની મુજ હાથ છે
વિજયને ગાદી મળે, એ આશા સર્વ ફોકછે
હાથ ઉષાને કરતાં. યુક્તિમાં મુજ માદ છે
બહાદુરી કલ્યાણ કેરી ફાવવા મુજને ન દે
પૂર્ણ પ્રીતિવાન એ પર દીસતા મહારાજ છે

**કલ્યાણ**— ૫૨

રે મુજ પ્રેમછે કેવળ નિરમળ પ્યારી ઉષા નિઃશંક તું માન
ઘાયલ હું છું. અંતર તુજને સોંપી દીધુંછે આજ કલ્યાણ
રસિક સ્ત્રી પુરૂષ તણું મન થન થન નાચે મદોન્મત પ્રેમ,
અન્ય કે નેનને દ્વારે કાઢે નિજ જ્યોતિ હેમ.
પ્રેમ તણી ચર્ચાનું કથન તે, કોથી કદી ન આ જગમાં થાય;
મહા કવિઓ શબ્દથી ચિતરી મથે મિથ્યાય.
શુધ્ધ સત્ય ને પવિત્ર જે, પ્રેમ માત્ર અનુભવાય;
અપ્રતિમ પણ રહે ખડા, મન અંતર નિજ માંય.
પ્રેમ કેરૂં પ્રતિબિંબ પડે, મંન કે રૂદે માંય
નથી વાણી તેને ઇશે આપી જેથી તે વદાય.
જે ઇંદ્રિને છે વાચ, તે ના અનુભવતી
જે ઇંદ્રિને નહિ વાચ તેજ અનુભવતી
ઉષા પ્યારી તું એમ સમજજે, છે મુજ પ્રેમજ અંતર લીન
ઘાયલ હું છું, મા સમજીશ તે કો દી મલીન.

કલ્યાણ-- ૫૩

પ્રણયીની પ્રીત પ્રીતમની, સત્ય કદિ ન તજાય;
કુન્દનને દીપો તપાવો, તેજ રંગ નવ જાય.
અગર ચંદન ને કાપો બાળો, સુવાસ તેની ન જાય;
શેરડીને છૂંદો પિલાવો, તેની મીઠાશ ન જાય.
સંકટ આવો દેહ પડો, દિલ દીધું તે શું જાય?

ઉષા-કલ્યાણ— ૫૪

પ્રાણ આ શું બોલ્યા (૩) આપ
સાચો તણો પ્રેમ કેવો ઊજવળ તે, આપથી ના પરખાય
પ્રેમ આગળ તેઓ પ્રાણ ગણે છે, તુચ્છ શું કહું મુજ રાય!
હું ક્ષત્રાણી યુવરાય, નવ તુચ્છ થકી તે લુભાય
છું એક વચની પ્રિય રાય-૧
વિશ્વાસ હોણો હું નહીં પ્યારી, શંકાથી મન ડોલાય,
કુન્દન લાભમાં અડચણ આવે, એથીજ દિલ ગભરાય.
મુજ મૃત્યુ કુદ્ધે થાય, – અરે એ બોલ્યા શું!
કદી દુર્ભાગ્યે તે થાય. વરૂ હું તમ સાથજ ત્યાંય.
નવ અપ્સર હાથ જવાય-પ્રાણ૦ ૨

ઉષા-કલ્યાણ— ૫૫

કુંવર આવું કૃત્ય કરતાં શું નાવતી રે લાજ
વાહ વાહ આવું તે શું થાય રે!
એ શું વદો છો પ્યારી આવ્યો તુજ કાજ
નોતું જાણ્યું કરશો આવું મારા રાજ- કુંવર.૧
ઊષા ચકીજ તૃષા મારી મટી આજ
પ્રેમ રાશો પૂરી આશા રે.
હોય ગમે તેને ઘટે આવું કદી ન જ— કુંવર. ૨

**કલ્યાણ—** ૫૬

અરે મુનેછે ધિક્કાર,
સદ્‌ગુણ સંપન્ન આવી બાળા, નિર્મળ નિર્વિકાર;
સંદેહ તેપર મુજને ઉપજ્યો, શુન્ય હૃદય ધરનાર.
સુંદર યુવતિ રૂદન કરેછે, મુખે ન શબ્દ ઉચ્ચાર;
કૃષ્ણવાર્ણું ઘનમાળ ગગનમાં, ખુબી દિનને દેનાર;
પ્યારી ઉષા તું મુજને કહે કેમ, નેત્રે અશ્રધાર.

**કલ્યાણ-ઉષા—** ૫૭

ઉષા જાણી લે, જાણ્યું મેં, આ શું તે.
પાપિણી તુજ રડવા તણું કારણ સ્પષ્ટ જણાય
મુજ બોલ્યું તે નવ ધર્યું કર્ણે મુજથી મનાય- આ શું તે.
મૂર્ખ, બુદ્ધિહિન હું ઠર્યો, યુદ્ધે મુજ પ્રયાણ
તુજને રૂદન કરાવતું, માન્યું ધિઃક મૂજ પ્રાણ- આ શું તે.
પ્યારા આ શું રે પ્રેમે જે પૂર્ણ તે.
સંભાળીને બોલજો, હું દુષ્ટા તમ મૂખ
વદતાં જીવતાં સાંભળી હાય ગયું મુજ સુખ—આ શું તે.
હાહા સતી જાણી તને વીંટી તું દેનાર
પ્રેમ બંધને વિજયને, પ્રીતમ તું કરનાર- આ શું તે.

**કલ્યાણ—** ૫૮

આહા (૨) થઇ વિફળ મુજ આશા, થયા હાલ અરે મુજ આ શા!
સુખી (૨) જીવિત મુજ માન્યું, પણ સ્વપ્ન સમું સુખ વાન્યું!
ઠાંગા (૨) મૃગ જળના જેવી, મુજ આશા અફળજ તેવી.
ઉષા (૨) તુજને હું ભુલું, જીવિત પ્રયોજન લૂલું.
કંચન (૨) તજી કથિર તેં લીધું, મુજ હૈડું ઘાયલ કીધું.
તુજ ફંદ મુનેજ ફસાવ્યો, મતિ મંદ, (૨) તે મેં માન્યો.
દુર્જ છંદે, (૨) મુને લપટાવ્યો, થયા હાલ અરે મુજ આ શા!

કલ્યાણ— ૫૯

હા! હા! પાપિણી તેજ પૂર્ણ પ્રતિમા વિશ્વાસઘાતી ખરી
તે દુષ્ટા તણું નામ મૂજ હૃદયે ધરતાં ધ્રુજે હે હરિ !
લજ્જા આવતી યાદ આમ કરતાં, લાગે કલંકો ઘણાં
એ બાળા અબળા નહિ પણ અરે દીસે ખરી રે બલા !

કરણ— ૬૦

ભાસેછે યુવરાજ આજ બનિઓ છે પૂર્ણ શંકાશિલ,
કન્યાનાપ્રતિ પ્રેમમાં કથમ પુછું ક્રોધીત એનું દિલ;
વીનંતી મુજ નમ્ર ભ્રાત લઘુની, લૈ ધ્યાનમાં રાખજે,
જો તેં લક્ષ ધર્યુંછ પ્રાણ તજવા, વીચાર તે ત્યાગજે.

વિજય— ૬૧

આ વિજયના જય જયના, આ છે હાજર
સહુ સાધન, મારે અંગ, શો ઉમંગ, શો આનંદ
ઝામ્યો રંગ— આ વિજય૦
હું વૃથા વિચારૂં મુજને મળે ગાદી દિલ્હી તણી
રે ઉષા ગયે, હવે નીજ બળે, મારૂં ધરી હામ,
વિના દામ, કરૂં કામ— આ વિજય૦

સૂત્રધાર— ૬૨

કલહ, લોભ, કંકાસ શૌર્યની, ક્ષિણતા ઘરને ઘાલે,
મિથ્યા આશા, ઐક્ય ઓછપ ને, દ્રોહથી અરિજન મ્હાલે;
તવારીખ આદર્શો, જુઓ મુજ આર્ય જનો તે.

કરણ— ૬૩

કહાં મુજ શીલ પ્રાણ આધાર, પીડે તન.
થાએ વિચાર મુને હજાર નાહીં ગમ— કહાં. ૧
થયાં હોશે લગ્ન એનાં તો તેની પર

પ્રિતી શા કામની રાખી જો મારે મન.—કહાં. ૨
પિતા માતા જેના અજ્ઞાત, તેવો હું
હશે વસતો કરણ આ રંક એને મન—કહાં. ૩

**પ્રભાવતી-શૈલ** ૬૪

કેવું છવાયું, આ ઘેરું, આ અંધારૂં, આકાશે, અકારૂં
શુ ગગનમાં, મેઘ ઘનના, રાવ વનમાં આલીરે સખી.
વાયુ સપાટા, ઝપાટા, સુરરરર વાએ, ગીરી આ ગુફા આ
હામ મનની, વીર જનની, જાય તનની, આલીરે સખી.
આહે મયૂરી, જરૂરી, ઘન ગરજે જે, ઘન વરસે જે
હર્ષ સિંધુ, શ્યામ બિંદુ, પૂર્ણ ઇંદુ, ચકુરી સખી.

**કરણ**— ૬૫

શૈલ જેનું હું સ્મરણ કરૂં તે શું એ !
મારી પ્યારી પ્રાણ પ્રિયા તે એ શું રે.
એ હવે બાળા નવ ઝૂંપડીની
તેવી રહી હોત પ્યારી, તો બહુ સારી
બાળ અવસ્થાની ચંચલ મુરતી
હોત, ભેટત તે, હું મનહર— શૈલ.

**કરણ તથા શૈલ**— ૬૬

એ કામણગારી પ્યારીને હું જઇ બુલાવું
એ બટકબોલી વ્હાલીનું હુ દીલ ખુલાવું
જાઓ બળ્યું શું આ તમ બોલો, શું આવો અહીં ધાઇ
આવું કરંતા લાજ ન લાગે હું નવ માફું લાવું.
પ્યારી બુલાવું.
બોલ બોલતું પ્યારી મારી શું કરતી નોકુરાઇ
આ પ્રેમ તૃષણુ વાણી સુણતા, હેતે મુજ શીશ નમાવું.
પ્યારી બુલાવું.

## અંક ત્રીજો



**આકાશવાણી—** ૬૭

કવીરાજ થયું પર હિન્દ નૂર સાર્વ ભોમ
હિન્દનો પરાજે થશે રે ગયું જોમ.
તેજ હીન થયો દીન પૂર્ણ જે કીર્તિ સોમ
સમો આ દીસે છે તાહરો, રે ! અભોમ.
ભોમ ભોમ આર્ય ભોમ
પરવાર્યું તારૂં જોમ
યવને કીધો હિન્દ હોમ.

**ગુલાબ-કલ્યાણ--** ૬૮

ગુ-યુવરાજ કુંવરજી, ક્ષમા કરોજી દીન દાસીને
ક-ના તું આવું ઉચરતી, ના જરી ડરતી, વાત આ શી રે
ગુ-ચાલ નરતી હું વરતી, થૈછું રઝળતી, દુખની ભરતી, કીધી
હાંસીરે-યુવરાજ.
અપરાધ ભારી મેં કીધો, ક્ષમા કદી નવ થાય
વિશ્વાસ ઘાતી પાપીણી, ભાવ બુરા મુજ હાય,
આપો માર્ગમાં ધરતી, વદું કરગરતી દીન સ્વરથી
દો મુને ફાંસીરે- યુવરાજ.
ક-ગુલાબ ઉઠી થા તું બેઠી, શું કીધું તે તું જણાવ
સુખ હરણ મુજ તેં શું કીધું, રાખું હું જરી ન અભાવ,
થયો તારો આભારી, ગઇ આજારી, તુંથી આવારો વાણી
આશીરે-યુવરાજ.
ગુ-સર્વ પ્રપંચે હું જ દોષી, નીચ કપટ કરનાર
રાજ કન્યાનું સુખ હરણ તે કરનારી ધિક્ક આ નાર
પાપે ભારે ભરાએ, આ દીલહા એ, કોની ન સાહે, જાઉં
ક્યાં ન્હાસીરે-યુવરાજ.

કુ-ધન્ય વદું હું તેંજ બચાવ્યો, કરતો હતો વિષપાન
તારી ક્ષમાની યાચના હું, માંગુ દીધું પ્રાણદાન
તારી વાત ન માની, ગુલાબ રાણી, થઈ હેરાની, કલંક
આ શીરે-યુવરાજ.

કલ્યાણ— ૬૯

હાએ ! ગજબ શો કપટ આ.
અરે મને પણ આ શું થાએ
મન મારૂં જાએ ડોળાઇ
આંખે આ મારી આવે અંધારાં
આ શું સ્વપ્ન તો નાંહી હોએ- હાએ.

કલ્યાણ— ૭૦

નથી દોષ લેશ કાંડતો હુ તારોરે
હું મુકું દોષ મુજરે કરમમાં- ટેક૦
કવીની ભગીની ખરે, પણ આખર સ્ત્રી
તુને સમજ નહી પ્રપંચ મરમમાં – હું મુકું-૧
મતિરે ભ્રમિત થઇ, સુખ આ જીવનનું
હાય ગયુંરે ભોળવાયો હું ભરમમાં – હું મુકું-૨

કલ્યાણ— ૭૧

ઉષા પ્યારી શું કરશી, મુજને ક્ષમા તું આજરે-
નિર્દય પાપી હું દુષ્ટ કૃતધ્નો, તુજને કીધી નારાજરે-
કલ્યાણ અકલ્યાણ કારી થઇને, નાંખી તને યમપાશરે-
દુઃખ મતિમા પ્યારી ખડી તું, અંતર નયનની પાસરે-
કુસુમ લતીકા સુકાય અકાળે, કલ્યાણ હવે થશે નાશરે-

પૃથુરાજ— ૭૨

મંગળ સમયે આવી અમંગળ કેમ વદો વાણી
એક સપાટે યવન અરીને, હઠાવશું રાણી.
શાકથી આકુળ વ્યાકુળ થઇને, બોલો શું આ શાણી.

ક્ષત્રિયોના શૌર્ય ઉપર શુ શંક તમે આણો.
અધર્મ કેરો જય થશે શું, વાણી આ શો દેવી !
મેરૂ ડગો કે સાગર સુકો, પણ આફત સ્હેવી.
નિશ્ચય રાખો મનમાં પૂરો, આ મુરતી જુદી.
સિંહ પોતાનો ટેક ન મુકે, મારે અરી કુદી.

કલ્યાણ— ૭૩

હવે મરૂં. ઉપાય નથી અન્ય કોઇ, કો નથી સજાએ-હવે મરૂ
દેહ કલંકીત થયો, અંકીત ક્રુરતા એ રહ્યો
શંકીત થઇ હાય વળ્યો, રહ્યો ન કો ઉપાએ —હવે૦
યુદ્ધ હું ન જાતે કરૂં, કુદ્ધ યવન સાથે લડું
શુદ્ધ જીવ ન પ્રાણ દઉં, ધિક્ક મારી કાયે —હવે૦

જાસુસ— ૭૪

ચઢી આવ્યા મહારાજ ! યવન હિન્દ કરવા દમન— ચઢી૦
આવા ઉજડ આર્ય ભૂમીને કરશે, થાતાં તેને શરણ
આર્ય ધર્મ ભવન, થાશે મ્લેચ્છ સદન— ચઢી૦
દીધું દયાદાન ફળ તેનું આપે
હરે તેનું જીવન, ખરે દુઃખ કરાણ, ચેતી ઉઠો રાજન-ચઢી૦

પૃથુરાજ— ૭૫

હશે નહીં કોઇ સમું મુજ દુખી
હું તો દશ દીશામાંજ અસુખી રે - હશે.
મૃત્યુ આસન પર, પડી રાજ કુંવરી
બીજે સ્થળે રાણી પડી રડતી રે— હશે.
આ બાજુ મુરછીત કલ્યાણ કેસરી
ઘેરી યવને ભૂમા ભર્ત્ત મૂકી,
મુજ આશા ગઇ સહુ સૂકી રે— હશે.

પૃથુરાજ — ૭૬

ઉભો ન રહું હું રાણી પળવાર— ટેક.
ચવન વાદળી ચઢી, વિધિએ શી ઘડી ઘડી,
ગાત્ર આ થયા શીતગાર— ઉભો.
વિધિએ હાથેરે વડી વિઘનની જડી જડી
જાએ ન ઉખેડી આ વાર— ઉભો.

પૃથુરાજ — ૭૭

દુઃખીને ન દે ઘાવરે, પ્રિયા મુજ વ્હાલી હો.
પરમ મીતોનું દુઃખ અતી ભુંડું,
દીલ આ થકી ન ખમાયરે- દુઃખી.
તારે ને મારે એટલી સગાઇ,
સુખ આજ થાતછે વિદાયરે.- દુઃખી.

કલ્યાણ— ૭૮

(આ) સુંદર મુખ કમળ દીસે શુષ્ક તેજહીન
(આ કોકીલ સમ કંઠ દીસે આજ શબ્દહીન
(આ પ્રેમ પૂર્ણ નયન દીસે હાય દ્રષ્ટી હીન
કીર નાસીકા આ દીસે શીત જેવું હીમ
રાજરાણીનું હૃદયજ આજે ચિંતાતુર વળી શૂન્ય દિસે,
દિલ્લીશ્વરનું મુખ પણ તેનું શોકપુરીતરે આજ દીસે.
શું વિપરીત છે, શું મૃત્યુંનું સેવન કરતી.

પૃથ્થુરાજ— ૭૯

ઝટ ઉઠો ઉઠો રજપૂત
ઝટ ઉઠો ઉઠો રજપૂત
છો તમે ક્ષત્રિના પૂત
ઊંચ ઉજવળ કીરતીરે મુજ યારો રહ્યો વીર અનૂપ

નિજ જીવન અરપી દેશ દાઝમાં કરો કાર્ય અદ્દભૂત
દૃઢ ધરી હામ મજબૂત, ઝટ ઊઠી કરો મહા જુદ્ધ—૧
મીટવવી અવની ભૂખ, દીપવવી જનુની કૂખ
ભડ ખટકો કરી દુર ધસો મર્દ શુર પટકો યવન અસૂર
કરો દેશે બંકો ટેકો ડંકો, ભરત ભૂમિનું નૂર.
નવ દયા હવે તિલ પુર. જય જય વર્તાવો પૂર—૨
યશ લુટાયરે લખ લૂટ. લૂટો ટેકી મર્દ રજપૂત.
વળી લુટો યવનના મુંડ ધડોથી કરી કુંદ અરિસૂર
કહે અસી હું તરસી વિના રૂધિર છું કરો પુષ્ટ જરૂર
નવ જવા દીઓ મગરૂર ધગ ધગે રક્તનું પૂર—૩

**કલ્યાણ—** ૮૦

આવી છે આપત બહુ ભારી, હવે ના બચવાની બારી
હવે તો કરો યુદ્ધ યારી, વરો નવ કાયરપણુ નારી
કરો નવ હીર ઠંડુંગારી, લીઓ અસિ ધનુષ બાણ ધારી
કરો ધગણુણુ તોપ જારી, કરો ઘમસાણ ઝટ ખ્વારી
જરા પણ કરશો નવ વારી, હોય જો નીજ ભૂમિ પ્યારી
કરો નવ ઉજડ આર્ય કયારી, રહીછે કુદરતથી ન્યારી.
સીંચી અરિ રૂધીર તેજનણી, કરો ખાતર ખપ નીહાળી
હવે પીગળવવી ખૂમારી, તોજ કરશોનીજ યશાળ કીરતીજું
રણ ધસો ધસો—

**રાણી—** ૮૧

સુણી વાત આ કેમ ખમાય.
ક્ષત્રાણી થૈ શું બેશી રહું રે.
ધીકી જાયછે છાતડી હાય— ક્ષત્રાણી૦

પીધું શું ન ક્ષત્રાણીનું દૂધ, તેની શું હું લજવું કદી કૂખ—
પતિન વીર યોદ્ધાની શું હું નાહીં, થઇ કાયર ન ધસે રણમાંહીં,
બીડું શૌર્યથી રણ સંગ્રામ, ન હું લેશ છોડું મુજ હામ—
પતિથી શું અધિકો ગણી પ્રાણ, ન હું ડરૂં ગમે તેવી પડો હાણ—
જોઇ કેદી પતીને અરિ હાથ, કાપી ક્રુર યવન લાવું સાથ—
પડું યુદ્ધે જો રાણું ન ચિંતાય, ઉપા પુત્રી સાથ કરજો ચીતાય.

સ્વર્ગે જઈ કરૂં કાન તૈયાર, વીર પતિને ત્યાં તેડું નિરધાર-

**મુસલમાન સિપાઈઓ—** ૮૨

"ઈસ હિંદ મુસલમાને ફતહયાબ બનાયા, અલહમ દુલિલ્લાહ.
કી મ્હેર બડી તૂને ય બસ મેરે ખુદાયા, અલ.-૧
અદકે મે નવી સૈયદ મક્કી મુદીનો કે, અતફાલે અલાકે,
અસહાબકે લશ્કર મેરા દુશ્મનસે બચાયા, અલ.-૨
ખાલી કિયા ઈક આનમે, દૈરો કે સનમસે, સમશીર દીખાકે
બુતખાનઃ ગીરા કરકે હરમ તુને બનાયા, અલ.-૩
ગોરકર ન ઊઠે કીરસે બદકાર જમીસે, ગારત હુયે ઐસે,
આમીં કહો, આમીં ! મેરે મહબૂબ ખુદાયા," અલ.-૪

**વિજય—** ૮૩

હા વેર તો વળ્યું આજેરે
આજે આ રાજે મન રાજ કાજે
પૂર્ણ પ્રફુલિત થાજેરે- વૈર તો૦
વૈર દેવીને તૃપ્ત કરી છે
હાસ વીજય તેં જાતે- વૈર તો૦

**ઘોરી-દરબારીઓ—** ૮૪

નીમક હરામ, ઓ બદનામ, ખાસો આમ
દેવે નામ. થુ. થુ. તુજપે થુ, ચલ, હટ, અબ, વ્હાં સેં તું દૂર
ના મીલેગા તુજકો તખ્ત, યાવર હય વ્હ તેરા બખ્ત
બચતા હય સજાસે સખ્ત, શુકે ખુદા, વ્હ જાનસે.

**વિજય—** ૮૫

મન રહેવું રે સ્વાર્થપરાયણ તું- મન૦
નિર્દય દંભી અધર્મિ બન્યું તો, અરીજન મ્હેણું સ્હેવું રે-સ્વાર્થ
એવે પ્રસંગે મરણ ખરે તું. સુખદાયક છે કેવું રે.
જગત તણા જન જે જે વદે તે, શીર નમાવી રહેવું રે-સ્વાર્થ

**વિજય—** ૮૬

થયો પાપીમાં પાપી રે મૂર્ખ હું
મારી વીર કલ્પાણ કીધું કંઈ.

ઉષા સુખ સર્વે હરી મેં લીધું.
કલંકીત શીર ગુલાબ કીધું.
પાખંડી કૃતઘ્ની તણો હાય એ.
કીધો વિસવાસ અરે હાય મેં.
નીવાસી હું નર્ક તણોરે થઇશ,
છતે છુટકો મુજ થાશે ન ઇશ.

વિજય— ૮૭

ક્ષમા રાજનૂ માંગું, અઘટિત કુંડું કર્મજ કીધું;
થયો દેશ દ્રોહી, મુખ મુજ કલંકિતજ કીધું;
જનુની ભૂમિનું, સ્તન કરડી ઢોળી અમિ* દીધું
કરી મ્લેચ્છકી બુદ્ધિ, યવન ભુમિ ચૂમિ વિષ પીધું—૧.
કરૂં શું કયાં જાઊં, નથી નથી ક્ષમાપાત્ર નથી હું.
પરંતુ તે માગું, કરગરી, દીયો એટલું કહું;
દયા રે હું ઘાતી, ત્રણ ભુવનમાં ના સ્થળ કશું
લજાવી મેં જાતી, જનુની ભુમિ દો માગું હું સમુ—૨




*અમિ=અમૃત=પય

શ્રી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ સુરત કેળાપીઠના ચઊટામા

# સુંચના

મારૂં "કરણ ઘેલો" નામનું પહેલું નાટક "ધી સુરત ગુજરાતી નાટક મંડળી" ની ખાએસથી મેં નિઃસ્વાર્થપણે માત્ર એક શોખને ખાતરજ રચ્યું તે સુરત વિગેરેની શોખીન પ્રજા આગળ રંગ મંડપ ઉપર લગભગ સો વખત આવ્યું; અને તે લોકોને પ્રિય થઇ પડ્યાથી આ નાટક રચવાનો મને પૂર્ણ ઉત્સાહ થયો ને ઉતેજન મળ્યું. આશા છે કે આ ખેલ તેથી પણ વિશેષ પ્રિય થઇ પડશે આ નાટકનો આવા રૂપમાં પ્રયોગ કરતાં આ કંપનીના ડિરેક્ટીંગમેનેજર મી. ભગવતિશંકર જ્ઞાનલોચન શંકર ત્રિવેદીએ જે કીમતી ભાગ લીધોછે તે કદરદાન શ્રોતાજનોને જણાવવાની મારી અદના ફરજ સમજું છઉં. વિશેષ જણાવવાની રજા લઉં છું કે એ મારા મિત્રે કેટલુંક કામ સ્વતંત્ર રીતે બજાવ્યું છે અને તેઓના અનુભવથી ઘણે દરજ્જે મારી મહેનત કમી થઇછે.

નાગર ફળીયું, સુરત
તા. ૧૦—૧૨—૯૫.

**લ. લા. વ્યાસ.**